



શ્રી નવીન

# દેશ ભક્તિ.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.





**શ્રી દેશી નાટક સમાજ માટે**

રચાવી છપાવી પ્રસીદ્ધ કરનાર,
ઝવેરી ચંદુલાલ દલસુખરામ ઘોળશાજી.
હાલ મુકામ—શાંતી ભુવન થીએટરમાં અમદાવાદ

:o:

પ્રત ૨૦૦૦ ) ( સંવત ૧૯૭૮ સને ૧૯૨૨ )
આવૃત્તિ ૪ થી

:o:

કીંમત રૂ૦ ૦-૪-૦

શ્રી

# દેશ ભક્તિ

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

——:o:——

સ્વર્ગસ્થસાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી આશ્રીત

શ્રી દેશી નાટક સમાજ માટે

——:o:——

રચનાર

વેદ્યકવિ-મોહનલાલ ભાઇશંકર ભટ્ટ

——:o:——

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

હાલ મુકામ શાન્તી ભુવન થીએટર અમદાવાદ.

આવૃત્તિ ૪ થી | પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૮ | સને ૧૯૨૨

કીંમત રૂ૦ ૦-૪-૦

આ ઓપેરા અમદાવાદમાં શ્રી "ગણેશ" પ્રિન્ટીંગ પ્રેસમાં
ઇશ્વરલાલ માણેકલાલ ત્રીવેદીએ પ્રકાશકને માટે છાપ્યા.
( તા૦ ૨૦–૭–૧૯૨૨ )

॥ ॐ तत् सत् ॥

શ્રી

# " દેશ ભક્તિ નાટકનો ટુંક સાર "

## સુત્રધાર તથા બાળાઓ—મંગળાચરણ.

### અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—શ્રી ગુજરાત મહારાજા જયશીખર, રાજ્ય નગર પંચાસર પાસેના પહાડી જંગલમાં સીંહના શીકારે, શીકારનું છટકી જવું, વફાદાર સામંતનું એકાએક આગમન. પરસ્પરની મુલાકાત. સામંત સાથે લાવેલો ભુવડનો પત્ર વાંચી જયશીખરને ક્રોધ, સામંતનું અનુમોદન પત્રની ખબર, શીકારમાં સાથે આવેલા સેનાપતી સુરપાળને જણાવવાની આજ્ઞા કરી સામતને વિદાય કરવો, ખુન, સીંહને શીકાર કરતાં સીંહે જયશીખર ઉપર તુટી પડવું, બ્હાર ખાલી જવો, બચાવની બુમ મારતાં સુરપાળ વિગેરે રસાળા માણસોનું આવી પહોંચવું, જયશીખરનો અજાયબી ભરી રીતે બચાવ, સુરપાળ ઉપર વિમળાદેવીએ મોહીત થવું.

પ્રવેશ ૨ જો—સાધુ ઈશ્વર સત્વનમાં, એકાએક ભ્રમીત, મગજના શીષ્ય કેશવરામ ( અહંબ્રહ્મ )નું આવવું, પરસ્પરનો ખુલાસો મેળવી પરીણામે અહંબ્રહ્મજીએ ગુરથી છુટા પડવું. જલાશય તરફ જતી કમલા અને અંબીકાએ આસન નાંખી બેઠેલા અહંબ્રહ્મજીને મળવું, દર્દ સંબંધી ખુલાસો, મહાત્મા અહંબ્રહ્મને કમલાએ ભીક્ષા માટે ગૌતમી ત્યાં લઈ જવા.

પ્રવેશ ૩ જો—વિમળદેવીનાં સખીઓ સાથે બગીચામાં દર્શન પરસ્પર શૃંગાર ચેષ્ટા, વિમલા તરફથી નીતિ વચનો, શુરપાળનું આગમન, સખીઓનું અદ્રસ્ય થવું, દંપતી પ્રેમ, એકાએક સામંતનું પત્ર લઇ આવવું, રંગમાં ભંગ, સુરપાળનું સામત સાથે જવું, સખીઓનું પુનરાગમન, વિમળાનું ઉપહાસ્ય, સખીઓ અને વિમળાની અરસપરસ શૃંગાર ચેષ્ટા.

પ્રવેશ ૪ થો—કલ્યાણ પતિ ભુવડનો પત્ર વાંચી ક્રોધયુક્ત સ્થીતિમાં સુરપાળનું અંતઃહપુરમાં આગમન. પાછળ વીરસીંહનું આવવું, પરસ્પર વાક્ યુદ્ધ, અપમાનકારક સ્થીતિમાં વીરસીંહનું, જવું, સુરપાળ અને વિમળાદેવીની મુલાકાત, દેશોદ્ધારને માટે દંપતિનો પ્રાણ આપવાનો નીશ્ચય, બંનેની દ્રઢ પ્રતિજ્ઞા, સુરપાળને વિદાયગીરી યુદ્ધમાં વિજય મેળવવા વિજયમાળા આરોપવી. અડગ દેશ ભક્તિ.

પ્રવેશ ૫ મો—મહારાષ્ટ્ર પતિ ભુવડ સોલંકીઓનો દરબાર સામંતનું સંધી માટે આગમન, સામંતને લાંચ આપી ફોડવાના અથગ પ્રયત્ન, સત્યવાદી સામંતની દ્રઢતા, ભુવડનો કોપ, સામંતને પકડવાનો હુકમ કરતાં ઘણીજ બહાદુરીભરી રીતે બચાવ કરી સામંતે છટકી જવું. ( ટેબ્લો. )

પ્રવેશ ૬ ઠો—કમલાનું ઘર, મહારાજ અહંબ્રહ્મ પધારેલા છે. શાસ્ત્રવચનનો તો અવળો અર્થ કરી ચળેલી વૃત્તિના અહંબ્રહ્મજીએ કમલાને સમજાવવી, કમલાની પવિત્રતા અને ચતુરાઇ, એકાએક અંબીકાનું આગમન, રોગ પરીક્ષા, મહારાજની કુટીલતા, અંબીકાને

ક્રોધ, ભોજન વીધી બાદ મોહિની નામની વેશ્યા સ્ત્રીએ જયોતીષ પૂછવા કમલાને ઘેર આવવું, મહારાજશ્રીનાં દર્શન થતાં તેમને ઓળખવાની આતુરતા, કમલા સાથે ખુલાસો, સ્ત્રી વેશમાં અહંબ્રહ્મને પોતાને ત્યાં તેડી જવા.

**પ્રવેશ ૭ મો**—જયશીખરનું અંતઃપુર. રાણી રૂપસુંદરીની વિકળતા, માઠા શુકનની ભ્રાંતિ, સખીઓ સાથે ખુલાસો, મનને અસંતોષ, જયશીખરનું રણાંગણમાંથી યુદ્ધ છોડી એકાંએક ત્યાં આવવું, અરસપરસ ખુલાસો, રૂપસુંદરીનું વીરત્વ, જયશીખરનું પુરૂષાર્થ, એકાએક સામંત દ્વારા શહેર ઉપર શત્રુએ ઘેરો ઘાલી આગ લગાંડી છે અને રાજમહેલ ઉપર ધસી આવવાની તેયારીમાં છે તેમ ખબર મળતાં રૂપસુંદરી વિમળા વિગેરેને ભોંયરાને રસ્તેથી વિદાય. કરણનું મહેલ તોડી દાખલ થવું, જયશીખર સાથે યુદ્ધ, જયશીખરને કેદ, સુરપાળનું આવવું, શુરપાળને કેદ, સાચી દેશ ભક્તિ.

ટેબ્લો.



# અંક બીજો

પ્રવેશ ૧ લો—જંગલમાં ભીલ લોકો પોતાના સરદાર સાથે દારના નીશામાં મસ્ત, એકાએક સામંતનું આગમન, મદદની માગણી, હા ના કરતાં પરીણામે ભીલ લોકોએ બનતી દરેક મદદ આપવી કબુલ કરી સામંત સાથે સર્વનું વિદાય થવું.

પ્રવેશ ૨ જો—અંગ રક્ષકો સાથે જંગલમાં નદી કીનારે રૂપસુંદરી અને વિમળા, ભયભીત સ્થીતિમાં, રૂપસુંદરીને પ્રથમ નદી ઉતારી સામી તીરે પહોંચાડવી, એકાએક કરણ તથા તેના સીપાઈઓનું આવી પહોંચવું રક્ષકોનો સંહાર, વિમળાદેવી ઉપર બળાત્કાર થતા કરણનાજ સીપાઈઓથી બચાવ ( ટેબ્લો. )

પ્રવેશ ૩ જો—મોહિની વેસ્યાને ઘેર અહંબ્રહ્મજી, વેસ્યાના યાર ચંદનલાલનું આવવું, અરસપરસ ક્રોધયુક્ત તાડન વીધી ચંદનલાલ પાસેથી મોતીની માલા ગેપ, ભૈયાજી પાસે ધક્કા મરાવી અપમાન સાથે ચંદનલાલને કાઢી મૂકવો, અહંબ્રહ્મને મોહિની બળાત્કારે મદીરા પાન, પરીણામે વિશેષ મદીરાની ઇચ્છા, જેવો સંગ તેવો રંગ, અહંબ્રહ્મ મદીરામાં મશગુલ.

પ્રવેશ ૪ થો—કરણ અને વીરસીંહ છાવણીમાં, મદીરા પાન ( ડેન્સ. ) પહેરેગીર પાસે જયશીખરને બોલાવવો, બંદીવાન: બનેલા જયશીખરનું હીંમતથી આવવું, અરસપરસ વાકૂયુદ્ધ, પરીણામે જયશીખર ઉપર ગોળી, બ્હાર, ભીલ લોકોની મદદ લેઇ સામંતનું આવવું,

એવી સ્થીતીમાં લોહીલોહાણ થઈ ગએલા જયશીખરને લઇને ચાલ્યા જવું.

પ્રવેશ ૫ મો—યુવાવસ્થામાં વિરહ વેદનાથી પીડાતી સામંતની પુત્રી પ્રવીણબાલાનો અંતર વિર, શત્રુ પક્ષમાં ભળેલા, વીરસીંહ ઉપર તેનો પ્રેમ, નિરૂપાય, સખીઓનું આવવું, પરસ્પર કટાક્ષ, શૃંગાર ચેષ્ટા. પ્રેમ કંટક વ્યાધિનું સ્પષ્ટિ કરણ કરતાં સખીઓ સાથે વિદાય થવું. ( પ્રેમની પીડા )

પ્રવેશ ૬ ઠો—ભીલોનો અવાસ, જંગલમાં ભીલડી સાથે રૂપસુંદરી, ભાવિબળે સગર્ભા અવસ્થામાં અત્યંત દુખમાં, મનની વ્યથા, ભીલડી તરફથી આશ્વાસન, એકાએક ઘાયલ થએલા જયશીખરને આખર સ્થીતીમાં લઈ સામંતનું આવવું, છેલ્લા ઉદ્દગાર રૂપસુંદરીને અંતીમ મેળાપ, જયશીખરનો ભયંકર સ્થીતીમાં દેહાન્ત, રૂપસુંદરીનો પતિ શોકની ઘેલછા. ( રૌદ્ર ભયાદીક ટેબ્લો. )

પ્રવેશ ૭ મો—અરસપરસ લોભ અને જાળમાં સપડાએલાં મોહિની તથા અહંબ્રહ્મની ભીખારી અવસ્થામાં, ગંગાસ્નાન નીમી-તે નીકળતાં રસ્તામાં અનાયાસે ચંદનલાલનો મેળાપ, અરસપરસ પ્રેમ યાચના, મોહિનીને ધીટકાર, આખરે અહંબ્રહ્મ સાથે વિદાય થવું, કરણી તેવી પાર ઉતરણી.

પ્રવેશ ૮ મો—પહાડી ગુફામાં જેલખાનું, સુરપાળ બંદીવાન સ્થીતીમાં, બંધુઓ પાસે દુઃખ મુક્ત થવા યાચના, વીરસીંહનું. આવવું. અરસપરસ કટાક્ષ વાદ, વીરતા ઉભરાઇ જતાં સુરપાળે હાથની બેડીઓ

તોડી નાંખા છુટા થવું, વીરસીંહનો ગભરાટ સાથે સુરપાળને ઠાર કરવાનો નીશ્ચય, બચાવમાં એકાએક પ્રવીણ બાળાનું આવવું. અરસપરસ વાક્યુદ્ધ, કરણનું અનાયાસે આવવું, બેડી તુટી ગએલી જોઇ વીરસીંહ છુટી ગયો છે એવી ખાત્રી થતા અરસપરસ વેરભાવ, વીરસીંહે સુરપાળનો પક્ષ કરવો, ગોળી બહાર, સામંતસીંહનું ભીલો સાથે આવવું, સર્વેનો બચાવ, કરણને ઘેરી લઇ જેલમાં પુરવો, કરે તે ભરે. ( ટેબ્લો. )

**પ્રવેશ ૯ મો**—બંદીખાનામાંથી છુટેલા સુરપાળ, સામંત, વીરસીંહ, ભીલો વિગેરેમાં પરસ્પર મૈત્રી ભાવના રૂપસુંદરી તથા વીમલાને માટે સુરપાળને ચિંતા, રૂપસુંદરી ભીલોના અવાસમાં છે તેમ ખબર થવી, વિમળા કરણના ત્રાસથી સતી થવાના નિશ્ચય ઉપર આવી છે તેવી ખબર સાંભળતાં સુરપાળને શોક, ક્રોધ અને વીરત્વ, પરસ્પરના નિશ્ચય વિમલાને કોઇપણ રીતે બચાવી લાવવા માટે સર્વનું ત્વરીત વિદાય થવું. સત્યનો જય.

**પ્રવેશ ૧૦ મો**--જંગલમાં સ્મશાન ભૂમી વિમળાનો કરૂણા વિલાપ ચિતામાં બળી મળવાનો નિશ્ચય, કરણનું આવવું, ભ્રષ્ટ બુદ્ધિ કરણનો સતી વિમળા ઉપર જુલમ સાધુનું આગમન સતીનોપક્ષ, પરીણામે કરણનો મીત્રજ હાથથી જતાં એક સૈનીકનું ખુન. વિમળાદેવી ઉપર ભયંકર આફત, દુષ્ટતા ભરી રાજ્ય હઠ, પવિત્રતા ભરી સ્ત્રી હઠ, સર્વેના અંતીમ નિશ્ચય, પરિણામે વિમળાનો સુરપાળ વિગેરેથી બચાવ, કરણ નાસીપાસ અંતે ધર્મો જય.

ટેબ્લો.

# અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—જંગલમાં દુઃખી સ્થીતિમાં વનરાજની સાથે રૂપસુંદરી, અનયાસે ભુવડના રસાલાના સરદારનું સીપાઇઓ સાથે ત્યાંથી પસારથવું, જતાં જતાં ભીખારી ધારી વનરાજને ટુકડો રોટલો ફેંકવો, વનરાજને ખેદ, રૂપસુંદરીએ તેને સંતોષ આવો, પૂર્વ સ્થીતિની ખબર પડતાં વનરાજને ચિંતા, ક્રોધ, એકાએક સાધુનું આવવું. અરસપરસ ઓળખાણ થતાં તેમને પોતાને આશ્રમે લઇ જવા, ત્યાંથી વિદાય થવું. ( કલ્પાંતે ભગવાન પ્રભુ. )

**પ્રવેશ ૨ જો**—વનમાર્ગ, એક બીજાથી છુટા પડી ગયેલા વિરસીંહ અને પ્રવીણ બાળા, વિયોગી પ્રવીણ બાળા સાધુ વેષધારીને વીરસીંહની શોધમાં, શોક ગ્રસ્ત. અનાયાસે પ્રેમી યુગલનો મેળાપ, અરસપરસના ભેદનો ખુલાસો, શ્રંગાર ચેષ્ટા,

**પ્રવેશ ૩ જો**—સોરઠ જીતવા છાવણી નાંખી પડેલા ભુવડ તથા કરણ ઉપર સામંત વિગેરેએ છાપો મારવો, અરસપરસ યુદ્ધ પ્રસંગે, એકાએક સુરપાળનું આવવું. પક્ષમાં યુદ્ધ, અનાયાસે વનરાજનું આગમન, સર્વે સાથે અરસપરસ યુદ્ધ, ભુવડ તથા કરણને કેદ. ( વનરાજનો વિજય ટેબ્લો. )

**પ્રવેશ ૪ થો**—કાશી યાત્રાએ નીકળેલા અહંબ્રહ્મ બે છોકરાના બાપ થયા છે, છોકરાઓ સાથે વાતચીત, મોહિનીનું આગમન, રસ્તામાં તકરાર, એકાએક ગુરૂનું, આવવું સર્વેને મેળાપ, ગુરૂના હાથે સર્વનો ઉદ્ધાર. ( સત્સંગનો પ્રભાવ. )

પ્રવેશ ૫ મો—પંચાસરનો દરબાર, વનરાજ્યનો રાજ્યાભિષેક, આ તથા ભુવડને બોલાવી છુટા કરવા, અરસપરસ મીત્રતા ને બંધુભાવની પ્રતીજ્ઞા, કરેલી ભુલની માફી માગવી, વીરસીંહ સાથે પ્રવિણમાળનો હસ્ત મેળાપ, સદ્ પુરૂષાર્થનું શુભ ફળ.

## સંપુર્ણ

શાંતિ ? શાંતિ ! શાંતિ ?



# દેશ ભક્તિ નાટકનાં

## મુખ્ય પુરૂષ પાત્રો.

—:o:—

જયશીખર...પંચાસર (હાલનું પાટણ) પતિ, ગુજરાતનો રાજા.

સુરપાળ......જયશીખરનો સેનાપતિ.

સામંત.........જયશીખરનો વફાદાર નોકર.

વનરાજ......જયશીખરનો ગાદી વારસ પુત્ર (યુવરાજ)

વીરસીંહ......રાઠોડ ભૂવડના પક્ષમાં મળેલો. પાછળથી ચાવડાઓ તરફ ભળેલો.

ભુવડ.........કલ્યાણપતિ (મહારાષ્ટ્રનો ચક્રવર્તી જેવો રાજા)

ગુરૂ............વનરાજાનો આશ્રયદાતા.

આનંદરામ......ગુરૂનો અર્ધદગ્ધ શીષ્ય.

શંકર કવી......રાજ કવી.

કરણ રાજ......ભુવડનો પાટવી પુત્ર (યુવરાજ)

ચંદનલાલ......મોહિનિનો આશક (એક ગ્રહસ્થ)

—:o:—

# મુખ્ય સ્ત્રી પાત્રો.

**રૂપસુંદરી**...જયશીખરની રાણી ( સુરપાળની બહેન )

**વિમળાદેવી**...સુરપાળની રાણી ( જયશીખરની બહેન )

**પ્રવીણમાળા**...સામંતની વીર પુત્રી.

**કમળાગૌરી**...એક આદર્શનીય બ્રાહ્મણ કુટુંબની કુળવધુ.

**મોહિની**......એક વેશ્યા સ્ત્રી.

**અંબીકા**......કમળાની પાડોશણ.

તે ઉપરાંત રાજ્ય સેવકો, સૈનિકો, સાહેલીઓ, કંચનીઓ ઇત્યાદી પ્રયોગોથી બીજા બીજા પાત્રો.

**સ્થળ**—પહાડી પ્રદેશ, બગીચો, દરબાર, રણવાસ, નદી, છાવણી, જંગલ, સ્મશાન, ભૂમી, રાજ્ય માર્ગ, રાજ્ય, સભા છાવણી, વિગેરે, વિગેરે.

ओरम् तत्सत् परमात्मने नमः

॥ श्री ॥

# દેશભક્તિ.

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

સુત્રધાર તથા બાળાઓ—

શ્રીપતિ પ્રથમ સ્મરૂં હું તવ નામ મંગળકર
પુર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ પ્રણમું પાદ પંકજ રજ
ગ્રહી પાણી શિષ નામી વીશ્વનાથ વન્દુવારી—
આદિ મધ્યને અનંત કર્તા અકર્તા અન્ય
સ્વરૂપ શાંતને અનન્ય સચરાચર મય દિગંત

બાળાઓ— ૧

ધન્ય આર્યનાં વિરલ દંપતી વીર વડીલ સંતાન.
ચાહે જે દેશ તણું કલ્યાણ—

નીજ માતૃ ભૂમીને પરમ પુનીત કરવા
સર્વસ્વ તજી જે સ્વાત્માર્પણ કરતા
વીર ધર્મ યજ્ઞ વેદીને વિષે
યા હોમ કુદી પડતા ધૈર્ય ધરી કેસરીયાં કરતા—

ગુરૂ— ૨

ત્યાગી નિજ ધર્મ જીવ વિષય ભોગી થયા (૨)
આવરણ સ્પર્શથી તજી જતાં સન્મતી
નીતિ સત્કર્મ હરી સ્મરણ ભુલી ગયા
તુચ્છ સંસારના ક્ષણીક સુખ કારણે
મોહ પાસે પડી પ્રપંચ રાચી રહ્યા
શુદ્ધ બ્રહ્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ તજી
રાગી વૈરાગ સૌ એક રાગી થયા—

કમળ અંબીકાને આહંબ્રહ્મ— ૩

ક—મ—વાહ મંગળ દિવસ આજે મળ્યો અમને
ગુરૂ નમો નારાયણ તમને

આહં—રે વાહજી વાહ
હર્યું મન મારૂં તેં મધુર વચને સુંદરી હાં—વાહ

કે-મ—આ સંત સાચા મળીઆ,
મનોરથ મનના ફળ્યા
અહંબ્રહ્મ-અહંબ્રહ્મ છે આ
હરીજન બાઈની જાશે બલા
કે-મ—પ્રભુ મારે ઘેર પધારો જન્મના જોગીરાજ--વાહ

૪

સખીઓ—ચાલો ચાલોને ફુલવાડીએ સાહેલીરે
ચંપા ચંબેલીને ગુલાબ વીણીને ભરશું છાબ
બહેકે શું બટ મોગરો—સાહેલીરે.
ગુંથીને પ્રેમ કુસુમની માળા વીરનરનેકંઠે બાળા
હર્ષિત હ્રદયે હસીને આરોપજે સાહેલીરે

૫

સાહેલીઓ— (ગરબો)

આર્ય બાળા થાજો સંસારે સ્વર્ગીય સ્નેહ
ઝરણી સુખ કરણી
થશો નિષ્ઠુરના નરકની વૈતરણી સુખકરણી—આર્ય.

સાખી.

નીજ હ્રદય અક્ષય પાત્રને નીતિ નીરવડે નિરમળ કરી
સંચારી સ્નેહ સુધાકરો અભિષેકથી આર્યોન્નતિ

કુંતા કૌશલ્યા દેવકી આદી જીવન ગતમાતનાં
જનમ્યા જગતમાં જે થકી નર રામ કૃષ્ણાર્જુન સમા
વરી ધર્મ કર્મ ને વીરત્વ વિરમાત થાજો
વિરાંગના સુરાંગના દૈવી સતી ગણાજો
પ્રિય પરમ પુનીન ધરણી થઇ ત્રીવિધ તાપ હરણી
ભગિની ભવનીતિ જળ તરણી બની સ્વર્ગ સદન સરણી

આસ૰

વિમળા— ૬

મારા મોંઘા મહેમાન સુજન શાણા શ્રીમાન
પ્રાણ આવો તમેરે પધારો તમે
ખીલ્યાં આ શાનાં પુષ્પ આછાં આછાં ઉદ્યાને-પ્રાણ
સુર—મૃદુલા પ્રણય વચન વશીકરણું ચિત વિત રતિ હરનાર
વિમળા—હૃદય વસેલા રાજ અમારા
સ્વીકારો સન્માન
દેઇશું અધિકાં આદરમાન—

વિમળા }
દેવીકા } ૭

ઓ સજની મારી પાછળ ફુલવાડીમાં ક્યમ ગઈતી
સજળ નેત્ર મુખ મ્લાન થયું કેમ થરથર કંપી રહીછું
સાડી ચોળી સર્વ ચુથામાં (સર) સ્વેદે ભીંજાઈ ગઇતું

વિમળા—ઓજ ભર્યો ઉદ્યાન વિષે માંહિ ફરતો છે ફુવારો
ફરતાં ફરતાં ફડક ભરાણી વસ્ત્ર ભીંજાયાં મારાં
ઓ સજની મારી પાછળ હું પુષ્પ વિણવા રહીતી
સાહેલીઓ—ચપળ ચપળ ચપળા ચમકે એમ ચપળ
વૃત્તિઓ તારી
વળી વળી પાછું જોઇ અલી તું શે શરતી શીતકારી
વિમળા—વાટે વળતાં ચોર મળ્યો મને નયન બાણથી મારી
લાવણ્ય સઘળું લુંટી ગયો એ હૃદય ચોર વનમાળી
ઓ સજની મારી પાછળ હું પુષ્પ વીણવા રહીતી

વિમળા— ૮

રાજ ચડો રણમાં કેસરીયાં
ઇષ્ટ સ્મરીને શત્રુ હણીને
પામો વિજય રણમાં—
સુભટ સીધાવો લઇને લ્હાવો
વહેલા વળજો રાજ
રંગ ભુવનમાં રાખી રસીલા
સોંપીશ આ તન પ્રાણ પ્રાણ પ્રાણ—કેશરીયાં

# નાચ.

***

મોહિની— ૯

હાંરે ખીલી જોબન વસંત ફુલવાડી
લુંટાવું બહાર આવો રંગીલા સેલાણી (૨)
ચીતડું ચંપેવલીને તન મારૂં કેવડો
સાડી ચોળી આ કસુંબલ રંગે રંગાણી (૨) લુટાવું
જુવાનીના જોરમાં જોબનના તોરમાં
આજ શાણી પણ થઇ છું હેવાની દીવાની ચાર આવે

મોહિની અહંબ્રહ્મ— ૧૦

મોહિની—સજ્યાં ચોળીને સાડી બન્યાં રમણી રૂપાળી
જરા નખરેથી ચાલો બ્રહ્મચારીજી
અહં—ચાલું હંસલડીની ચાલ તાણું ભૃકુટી કમાન
બને પુરૂષો બેહાલ જોઇ નાજની
મોહિની—વાહ વાહ ચાલુ
મીઠાં ઘેબર જલેબી રોજ સાથે જમીશું
અહં—તમો રાધા હું કૃષ્ણ રાસ રંગે રમીશું—સજ્યાં

રૂપસુંદરી—　　　　　　　　૧૧

મને અધિક વિહ્વળતા આજે આ તન બાળતી
અંતર બાળે ગાત્રને પ્રાળે
ગતિ મતિ હારી બુદ્ધિ વિસારે
પળ પળ જીવન પ્રજાળતી—આ તન
ધૈર્ય ઘટે મન ધીર ન રહેતી
દૈવ ગતી શી કળતી ન કોથી
અન્ય અંતરની પીડા હું ન સંભારતી—આ તન



# અંક ૨ જો.

**ખીલો—** ૧૨

વાહ વાહ મદીરા દેવી નહીં અવર જગતમાં એવી
તનમન અતી બહેલાવી અલમસ્ત બનાવે તેવી
છે અજબ નાશા દેનારી મદમસ્ત હસ્તીના જેવી
પ્યાલી ભરીને પ્રેમથી ભાઈ અમન ચમનમાં લેવી
ગૃહસ્થો પાએ કોઈ છાના ઉધાન કે ઘરમાં
પ્રત્યક્ષ કોઇ પીતા મીત્રોના મંડળમાં
યુદ્ધે ચઢાવે યોદ્ધા સંગ્રામ ક્ષેત્રમાં
એ રીત દેવી મદીરા પુંજાતી આ જગતમાં

**અહંબ્રહ્મને ચંદનલાલ** ૧૩

**ચંદન**—પ્રિયા નખરાળી ઘુંઘટ વાળી
ચાલ પીલહાઉસ જઈ ચકકરમાં બેસીએ
**અહં**—ઉં હુ........(હું તો નહીં આવું)
**ચંદન**—શું નવ લાખ હાર પડયો ઓછો
**અહં**—બળ્યું ઘડી ઘડી અમને શું પુછો
**ચંદન**—બુલબુલ મુખ તારૂં જોવાદે
**અહં**—મુછાળો મહીંથી નીકળશે
**ચંદન**—દીલદાર અરે, શા લાડ કરે કુરબાન જીગર દીલજાન પરે

## આહંઆમને મોહિની ૧૪

આહં—ઓ પ્યારી મોહિની (૨)

મોહિની—પ્યારા દીલદાર યાર તમને ઓવારી જાઉં
આહં—ચાલો હોટલમાં વહાલી મોટર જોડાવી નવી
મોહિની—હાલો સીનેમા કે ડ્રામા ચોપાટી ભણી
આહં—છાંટો લાવોને જરી
મોહિની—ચાલો મંદીર માંહી

લીવર ખસ્યું છે નથી જીવનું ઠેકાણું જરી

## વારાંગનાઓ ૧૫

મુઇજે રાણે રાણુલજી જીતસ્વીરવે
ભલોરે મીંયા તેજ તીખા જીણુ તીરવે—મુઇજે
જાુલ્ફ રાણોજી ગુલમજા આહિન
વરચો વાશીંગ ન્યાં નકર વરાર્ઈન
કઓધિ કોણુ જંજીરવે ભલોરે
બાંધિકયો હાથે રાણે મુંભંદમે
અખડયું અડાએ પહિજે ફંદમેં
બીધન લાએ તકસીરવે—ભલોરે.

અવિણુ બાળા—　　૧૬

હાંરે જાય ચાલી જુવાની આ ખાલી
આ કુસુમ કળી જાયે કરમાઇ વિણુ માળી (૨)
મનની મુરાદ કહેતાં હું મુગ્ધની શરમાઉં
તન મદન માર સહેતાં અંતર અતિ અકળાઉં
નવ રંગ ફુલી ફાલી આ જોબન ફુલવાડી
રસીયા વિનાની હાં સુકાઇ ચાલી–હાંરે

અવિણુ-સખીઓ—　　૧૭

કામ કટંક વાગ્યો ઉંડા અંતર સાલે
વીસમ વેદના એ જેને વીતી હોય તે જાણે
સખીઓ—કુમળી કંચન વેલડી તું શોકાતુર થાતી શાને
કઠણુ કાળજું રાખ હોય બા સારૂં થાશે સૌ કાલે
અવિણુ—પીડા પ્રસુતીની શું વંધ્યા જાણે [હાય] કામ
સખીઓ—અમો ના જાણીએજી ઉંડી પીડા શી તારે
અવિણુ—કદલી કુંજે મયુર રંજે મધુકર મકરંદ ધારે
સખીઓ—આ વીચીત્ર જાઇ ભયા સંસારે [વાહ] કામ

**રૂપસુંદરી—** ૧૯

ભાવી રંગ વિચિત્ર બતાવે
પામર જીવ નીજ કર્મના બંધન
ભોગવે ભાવે કે કભાવે
નીશ દીન નવી ઉપાધી પ્રગટી
ભવ અટકી અથડાવે
આશા તૃષ્ણા તોય ન ત્યાગે
પળ પળ મતિ પલટાવે—

**મોહિની-અહંબ્રહ્મ—** ૧૯

**મોહિની**-હાય હાય લેઉં તારા નામના છાજીઆં (૨)
**અહં**-મળ્યાં આપણુ બે કર્મનાં અભાગીઆં—હાય.
**મોહિની**-જંતર મંતરમાં ભીખારણુ બનાવી
મને ભોળીને ગરદન મારી
માર પડે તોય લાજે ન મનમાં
**અહં**—ખમા ખમા થયાં છે ઘણાં
માર ખાઈ ભાગી ગયાં મારાં પાંસળા—

વિમળ— ૨૦

મિથ્યા મુરખ માનવીનું ફુલાવુ
અંતે સરવેને ચિતામાં જવાનું
બળતી ચિતાના પ્રલય વાયુ સાથે
ચૈતન્ય ઉડીને હવામાં સમાશે
અગ્નિની જવાળે શરીર ભસ્મ થાતાં
ચિંતા ચિતામાં સમાધિષ્ટ થાવું

# અંક ૩ જો.

## ગાયન ૨૧ મું.

આણુથી છે પ્યારોરે સુંદીર મારો રેંટીયો હોજી,
રેંટીયાનો બોલો જયજયકાર
ધીમો ધીમો ચાલેરે........................(૨)
રઢીઆળો મારો રેંટીયો હોજી.

### સાખી.

માતૃભુમીના વીર નરનારી ધરી દેશની દાજ,
રાખો ઘેર ઘેર રેંટીયા સુતર વણવા કાજ.
તનમનથી ખાદી વણી સફળ કરો અવતાર,
સુતર કેરા તાંતણે થાશે હીન્દ ઉદ્ધાર.
ખાદીમાં આબાદીરે એવું સમજી કાંતો રેંટીયો હોજી,
રેંટીયાનો બોલો જયજયકાર........................ટેક.

રૂપસુંદરી— ૨૨

કહું તારીફ શી તારા તમાસાની અરે તગદીર
ખેલાડી ખેલ ખેલાવે ખલકને તું અરે તગદીર
ઘડીભર આખી આલમનું અપાવે રાજ્ય તું તગદીર
પલકમાં તે પડાવી લે અરે ખાલી ઠીકું તગદીર
વગાડે તું વળી વાજાં પળે પળનાં જુદા તકદીર
સુણાવે સુર કાંઈ જુદા જગત જનને અરે તગદીર

પ્રવિણ— ૨૩

શાને ટહુકાર કરેરે (૨)
અલી કાં શબ્દ શરે વિરહીના તું પ્રાણ હરેરે
કોમળ સ્વરથી પિયુને પોકારી
બીચારી આમ્ર કુંજે કોકીલા અથડાઈ મરેરે—
ચેન પડે નહીં પ્યારા પપૈયા
પિયુ પિયુ કરતાં આજ પંખીડું ઝુરીને મરેરે—

પ્રવિણ-વીરસીંહ— ૨૪

પ્રવિણ—પ્રેમ હીરાનું પાણી તપાસવા
સોંપીએ અંતર આપ કમેરીને

એના શું આપશો મૂલ
વીર—સુખે માગો તે કબુલ—
પ્રવિણ—પ્રેમની કથા ગરીબની ભોગણુ
મોહન નામની માળા જપું
શોધતાં આજ મળ્યા અલબેલડા
હૈયાની હોંશ ન રોકી શકું—

અહં-મોહિની- }
છોકરા-ગુરૂ- } ૨૫

જ્યારે પરભવ પાપ પ્રજલશે ત્યારે પૂણ્ય સામટાં ફળશે
જનનાં દુઃખ માત્ર દુર ટળશે મનના સર્વ મનોરથ ફળશે
સુત વિત દારા સંપત્તિ આદિ અનુકુળ આવી મળશે
સદ્‌વિદ્યા સાંપડતાં જપ તપ તીર્થ યોગ સૌ ફળશેરે—
ઉંધા ખેલો દાવો જગમાં પાસા સવળા ઢળશે
ભગવત રાજી થતાં ખચીત પોબાર તમારા પડશેરે



# શોખીનોને

## ખુશ ખબર

હમારે ત્યાં દરેક જાતનું રેશમી તથા સુતરાઉ કાપડ તેમજ દરેક જાતનુ જરીકામ જેવું કે જીકની પ્રીટ તથા સલમાની પ્રીટ તથા દરેક જાતનું ભરતકામ વીગેરે મળશે તથા મલમલના પટા તથા ભરતકામનું રેશમ તથા કોરા ટોપી પણ છાપી આપવામાં આવશે.

## બનારસની સ્વદેશી સાડીઓ.

હાલમાં દરેક બ્હેનોમાં પોતાના દેશમાં બનેલું સ્વદેશી કાપડ વાપરવાનો મોહ દીન પ્રતીદીન વધવા લાગ્યો છે. આ મોહ પુરા પાડવા હમોએ બનારસની ઉંચી કીસમની દેશી બનાવટની તરેહતરેહની વાપરવા લાયક સાડીઓ, તેમજ દરેક પ્રકારનું દેશી કાપડ ઉપરાંત દરેક જાતની ખાદી તેમજ સ્વદેશી ચેકો વીગેરે મંગાવ્યા છે જે કીફાયતે મળશે

**શા૦ વીરચંદ નાનચંદ.**

ઠે૦ મોટા મંદીર—સુરત

## ફકત જુજ નકલો બાકી છે.



અમારી પ્રખ્યાતી પામેલી પ્લેઓ જાહેર પ્રજાની માગણીથી ભાષણ તથા ગાયન સાથે છપાવી ટીકીટ ઓફીસમાં વેચવા માટે રાખેલી છે.

સન્યાસી

સતી પદ્મિની

સતી દ્રોપદી

સતી સુલોચના

જાલીમ દુલીયા

માટે સાહીત્યના શોખીનોએ આ અમુલ્ય તકનો લાભ લેવા ચુકવું નહી.

માલેક ઝવેરી ચંદુભાલ દલસુખરામ ધોળશાજી.

શ્રી દેશી નાટક સમાજ. **જાહેર ખબર** ઠે. શાન્તીભુવન થીએટરમાં અમદાવાદ

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જયાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી કીમતથી મંગ.વી લેવાં. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિં. નીચેનાં દરેક પુસ્તકો બાર આનાની કીમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતિ સંયુકતા | ૧૯ શ્રી ભદ્રાયુ | ૩૭ કુસુમલતા |
| ૨ સંગીતલીલાવતી | ૨૦ સતી દ્રૌપદી | ૩૮ હંસાકુમારી |
| ૩ પવિત્રલીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૯ ગુલબંકાવલી |
| ૪ સતી પાર્વતી | ૨૨ શ્રી સંન્યાસી | ૪૦ અભયસીંહ |
| ૫ અમૃતમતી | ૨૩ જાલીમજુલીચા | ૪૧ કર્મફળ |
| ૬ રામ વિયોગ | ૨૪ મદન મંદીર | ૪૨ નરસિંહ મહેતા |
| ૭ મ્યુનીસિપલ ઇ. | ૨૫ સતી પદ્મિની | ૪૩ સગાળશા |
| ૮ ભોજકુમાર | ૨૬ અજીતસીંહ | ૪૪ કૃષ્ણ સુદામા |
| ૯ સરદારબા | ૨૭ ભગવતગીતા | ૪૫ મહાકવીકાળીદાસ |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલિન નાયકા | ૪૬ રાજરતન |
| ૧૧ વીણા–વેલી | ૨૯ સતિ દમયંતી | ૪૭ પ્રલ્હાદ વિજય |
| ૧૨ વિજયા વિજય | ૩૦ સતીસુલોચના | ૪૮ કૌરવ પાંડવ ભા ૧ |
| ૧૩ મદન મંજરી | ૩૧ કેશર કીશોર | ૪૯ જાળંધર સતીવૃંદા |
| ૧૪ ઉદયભાણ | ૩૨ ભદ્રાયુ | ૫૦ કૌરવ પાંડવ ભા ૨ |
| ૧૫ મોહનીચંદ્ર | ૩૩ સુભદ્રા હરણ | ૫૧ લલીતપ્રિયા |
| ૧૬ વિજય કમળા | ૩૪ ઉર્વશી | ૫૨ સૌંદર્ય વિજય |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ રાઠોડ કન્યા | ૫૩ દેવી દેવહુતી |
| ૧૮ સતી સીતા | ૩૬ પવિત્ર લક્ષ્મી | ૫૪ મહારાજા અશોક |